४९५२

श्री परमात्मनेनमः

# लालसिंह तथा यशोमतिनां नाटकनां गायनो.

मंगळाचरण.

## ईश्वर स्तुति.

( राग—धनाश्रीनी गझल. )

નમન કરૂ જગરાય ભોળા શંભુ, નમન કરૂં જગરાય. ટેક.
આપ આશ્રયથી ગ્રંથ આદરીયો, ત્રિપુરારી કરો સહાય. ભોળા૦
વિઘ્ન હરન સુખકરન શરનછું, મેહેર કરો ત્રિપુરાય. ભોળા૦
આણંદજી તમ પાય પડીને, ગુણ અહોનિશ ગાય. ભોળા૦

**સર્વ પાત્રો રાગ ભોપાળી કલ્યાણ.** (શ્રી જગતપતિ એ પ્રમાણે.)

પ્રભુ પરાત્પરા, દયાળુ છો ખરા;
વિનતી અલ્પ ઉર ધરી, સ્વિકારો ઈશ્વરા. ટેક.

તુજ ગુણ ગણતાં પાર ન આવે, છો તું દીન દયાળ;
જગ વ્યાપિકછો અવિચળ નામિ, કરૂણા કરો કૃપાળ. પ્રભુ.
લીલા તારી ચૌદશ જામી, જગત તણા સૃજનાર;
સત્યવાદીને સતિ નારની, આપ કરોછો વાહાર. પ્રભુ.
ગહન ગતિછે ઇશ તમારી, જગકર્ત્તા જગરાય;
મેહેર કરો અમ ઉપર જેથી, કાર્ય સુફળ સહુ થાય. પ્રભુ.

પ્રગટ નાથ માહાદેવ બીરાજો, સદા શિહોરમાં આપ,
રિદ્ધિસીદ્ધિ આપો અમને, ટાળોને પરિતાપ. પ્રભુ.
નદી ગૌતમી તટ બિરાજો, શંભુ આપ સદાય;
નવિન ખેલ હુલાસે કરીએ, કરો અમોને સહાય. પ્રભુ.
હરનિશ તારે આશ્રય આવી, ગાયેં ગુણ અપાર;
વિઘ્ન હરોને જગના સ્વામિ, પાત્રોનાં આ હાર. પ્રભુ.
સહુના સંકટ આપ કાપી, સુકૃત્યે થાજો સહાય,
ગુણ ગાય છે દાસ આણંદ, નાટક પ્રારંભ થાય. પ્રભુ.

**રાગ—ખમાચની ઠુમરી.**

ચાલો સભા વાદીનું ચરીત્ર દરશાવીયે;
નીતિ રીતિ પ્રીતિથી ભરિત તે સમજાવિયે. ટેક.
સતિ યશોમતિ તણું પતિવ્રત લાવિયે,
શીયળ સાચવ્યું પ્યારું ખેલ તે બતાવીયે. ચાલો૦
રાખો સહુજન સદા રીતિ તેવી આણીયે,
નીશદિન બંધુ તેથી સુખ અતિ માણીયે. ચાલો૦
પતિવ્રતા પત્નિ થઈ શુદ્ધ રીતિ ધારિયે,
અવિચળ નામ રાખિ કીર્ત્તિને પ્રસારિયે. ચાલો૦
સુરીતિ ગૃહિને દુરીતિને સહુ ત્યાગીયે,
ભરતભુમિમાં રીતિ ધરો તેવું માગીયે. ચાલો૦

**સૂત્રધાર—પડદામાંથી બહાર આવી'**

**ગીતિ—લાવણી**

**કનકાપૂરી મધ્યે, લાલસિંહને યશોમતી રાણી,**
**સ્ત્રીએ પતિને પૂજ્યો, નીત્યે પોતે પ્રભુ તુલ્ય જાણી.**

પ્રીતી પરસ્પર રાખી, રાજ્ય ચલાવ્યું ત્યાં રૂડુ ભારી,
ઘણે દીવસે વનમાં, સત્ય પાળવા જાયે નરનારી.
તે સહુ બંધુ પાસે, આણંદજી કૃત નાટક હું ભજવું,
જોઈ ધરો તે રીતી, સત્ય શીયળ શુભ કાજ સદા સજવું.

---

# અંક પેહેલો.

## પ્રવેશ ૧ લો.

( સ્થળ યશોમતિનો બગીચો–યશોમતિ તથા દાસી,
(યશોમતી દાસી પ્રતે પોતાના પતિ સંબંધી કેટલીએક
વાતચિત કર્યા પછી તેની જન્મતિથી હોવાથી પતિ વા-
સ્તે ફુલ વીણતી વીણતી આનંદ સાથે ગાય છે.)

### રાગ ઠીંડી.

દાસી નાથનું પૂજન કરૂં પ્રીતે,
પુષ્પો વીણજે હર્ષિત થઈ ચીત્તે;
સ્વામિ મુજ પ્રભુ તુલ્યછે ખચીતે. ટેક.
પુષ્પો એકઠાં કરે તું મારી દાસી,
પુજન નાથનું કરૂં છઉં હુલાસિ,
સદા એમના દરશનની છુ પ્યાસિ. દાસી૦
લેજે મોગરો ગુલાબ ઘણી પ્રીતે,
ચંપો કેતકી લે રાખી હર્ષ ચી-તે,
ગુલદાવદી ચંબેલી ખીલે નીચે. દાસી૦

મરવાને માલતિનાં પુષ્પ લેજે,
ઘણેર સુંટતાં, તું ધ્યાન ખરે દેજે,
વાણુ પુષ્પ હું પતીના ખબર કેજે    દાસી૦
આજ એકઠાં થયાં છે પુષ્પ ઝાઝાં,
વળી નીરથી લાગે છે અતી તાજા,
મુજ હર્ષની રહેતી નથીરે માઝા.    દાસી૦
(મેહેલ તરફ જાય છે.)

---

## પ્રવેશ ૨ જો.

### સ્થળ—યશોમતિનો મેહેલ.

(પ્રાણનાથને વધારે વખત થવાથી યશોમતિ દાસી પ્રત્યે.)

### (રાહ—દક્ષિણી રાહની લાવણી.)

નાથ નાવીયા, દાસી જા આ વારરે,
ચિત્ત ઉદાસ, પ્રીતમ પાસ, છઉં નિરાશ, મળવા આશ,
થાય છે આવારરે.    નાથ નાવીયા૦
જલદી જા તું બેન, વચન દીલે ધારરે,
જાને બેન, દુખ તું દેન, અશ્રુ નેન, પડે ન ચેન;
ગમે નહીં આ ઠારરે.    નાથ નાવીયા૦
પતિ વીના ઘડી; જાય નહીં આ ઠારરે,
મેહેલ ગાય, મન મુંઝાય, દુખ થાય, સહુ ન જાય;
શોક છે અપારરે.    નાથ નાવીયા૦
વખ્ત બહુ થએ, નાથને તે ઠારરે,
નથીજ સુખ, પ્રગટે દુખ, પતીનું મુખ, ભાગે સુખ.

ભાગ્ય જોઈ આ વારરે. નાથ નાવીયા૦
લલિતા અહીંથી જા, ધ્યા કરી લગારરે,
ફુલ સુકાય, સમય જાય, દુખ થાય, ભાગ્ય આંય,
આનંદથી આ ઠારરે. નાથ નાવીયા૦

**લલિતા—** **(ઉપરનો રાહ.)**

ઉદાસ નહીં થશો, પ્રિય બેની મારીરે,
જઉં છું ત્યાંય, લાવું આંય, આવે રાય,
હર્ષ થાય, જાણી છઉં તે ધારીરે. ઉદાસ.
આપના પ્રત્યે, પ્રીતિ તેની સારીરે;
છે તે શૂર, નીતિથી પુર, અતિ છે નૂર;
છે ભરપૂર, વિદ્યા બુદ્ધિ છે સારીરે. ઉદાસ.
પ્રીતિ જે નળની સાથ, દમયંતિ સતિ નારીરે;
તેવીજ આપ, રાખો છો સાફ, ટાળોને તાપ;
છોડો વિલાપ, વચન આ વિચારીરે. ઉદાસ.
શોક તો તજો, આવ્યા પતિ વિચારીરે;
બુદ્ધિરૂપ, છે અનૂપ, જો સ્વરૂપ;
ભાગ્ય ખુબ, મળ્યા તમોને નારીરે. ઉદાસ.

( એટલામાં રાજા આવ્યાથી )

**યશોમતિ—** **રાગ સિંધનો કનરો.**

પ્રાણપતિ અહી રહો સુખદાઈ, વિલંબ અતિશે થયો કેમ ત્યાંઈ—ટેક
તલખું છું જેમ જળ વીણ મીન, વિયોગ ખારે મતિ છે દુખદાઈ. પ્રા૦
આપ વિના પળ વર્ષ સમ જાયે, તેથી રહો મુજ પ્રીય પતિ આંઈ. પ્રા૦
રીતિ જાણો છો પ્રાણપતી મારી, માટે આરાતવ રાખો જુદાઈ. પ્રા૦

દાસીનાં ઉર વચન ધરીને, વખત વધારે ન કરશો ત્યાંઈ. પ્રાણ

**લાલસિંહ**— (રાગ ઉપરનો.)

ઉદાસ પ્રિયા તું નકી આ મારી, આંકી રહું હું સુખ અતિ ધારી. ટેક.
તુજથી પ્યારી જુદાઈ નથી તો, દીલગીર નહીં થા હે મુજ નારી. ઉ.
શશી સમ સુંદીર મુખ નીહાળું, છે તે અતિશે મને સુખકારી. ઉ.
તારણી જાણું પતિવ્રત તારૂં, પતિવ્રતા ખરે છો પ્રિયે મારી. ઉ.
વિશેષ વખત કદિ લાગે ત્યાંતો, ધરવું નહીં દુખ દીલમાં પ્યારી. ઉ.
મધુર મનોહર વચનો સુણીને. પામું અંતરમાં સુખ ભારી. ઉ.

**માલિનીવૃત્ત.**

મધુર વચન તારાં, કામિની દીલ ભાવે,
વદન તુજ નિહાળી, ભામિની મોહ આવે,
અધિક સરસ રાખું, પ્યાર છો વાલિ નારી,
તરણ વચનિ કામા, પ્રાણ પ્યારી તું મારી.

---

## પ્રવેશ ત્રીજો.

### સ્થળ—યશોમતીનું પૂજનગૃહ, શંકરનું દેરૂં.

**યશોમતિ**— રાગ—હીંડી.

કરૂં અર્જ શીવ આજ આ સ્વીકારો,
મુજ નાથનું આયુષ્ય તો વધારો;
જેથી સુફળ થાય વિભુ જન્મ મારો,
કરૂં અર્જ શીવ આજ આ સ્વિકારો.
મુજ નાથને સદાયે સુખી રાખો,

દુખો હોય તે તમામ ટાળી નાંખો;
શેવા નાથની કરૂં હું પાસ રાખો,
કરૂં અર્જ શીવ આજ આ રિવકારો.

---

## પ્રવેશ ચોથો.

### સ્થળ-કનકાપુરી પાસેના વનમાં સોમ્ય રૂષીનો આશ્રમ

સોમ્યરૂષી--( મુજ ઉપર ગુજરી એ રાગ. )

મેં કીર્ત્તિ સુણી છે લાલસિંહ જે રાય,
માટે મુજને ત્યાં જાવાનું ચિત્ત થાય,
સહુ પ્રજા ગણે છે સત્યવાદી છે રાય,
કહે મુખ થકી વચન મિથ્યા નવ થાય,
હું જાઊં માહરા ધામ થકી ત્યાં આજે,
એક વચને બાંધુ રાય જોવાને કાજે,
બાંધી વચન થકી હું કરૂં માહરૂં કાજ,
માગું ત્યાર પછી હું તેમની પાસે રાજ.
જોઊં વચન પાળીને રાજ આપે કે નાંહીં,
નહીં પાળે બોલ તો આવીશ પાછો આંહી,
જોઊં ખરી કીર્ત્તિ ફેલાણી છે કે નાંહી,
લેવા રાજ જવું છે આજ મનમાં ચાહી.

( થોડીવારે નગરીમાં લાલસિંહની કચેરીમાં જાય છે. )

---

# अंक २ जो.

## પ્રવેશ ૧ લો.

### ( સ્થળ લાલસિંહની કચેરી. )

( લાલસિંહ પ્રધાન પ્રત્યે રાજ્યનો હેવાલ પૂછેછે. )

### ( રાગ ઈંદ્રસભાની ગજલ. )

પ્રધાન પ્રજા છે સુખી દુખી તે કહો રીત,
વૃતાંત કહો રાજ્યનો છે સુણવાને પ્રીત.
સુખશાંતી આ નગરમાં કે કેમ તે કહો,
કેવાં છે કળા કામ, વિદ્યાભ્યાસ એ કહો.
પ્રજાને કેવો ન્યાય તો મળે છે કો પ્રધાન,
ગરીબને અપાય કે ન પ્યારા ખાનપાન.
પ્રજાને સુખો રૂડી રીતથી મળે કે નહીં;
વિસ્તારી કહો વાત રાજ્યની તમે અંહી.

ગુણસાગર [પ્રધાન—રાગ ઉપરનો.]

અત્યંત છે પ્રજા સુખી દુખ કોઈને નથી,
આપોછો ન્યાય સુખ રૂડુ રાજના પતી.
કેળાવણી લેવાય છે નરનારમાં અપાર,
કળાને કામછે અતિ કહું હું નીરધાર.
ગરીબને આ રાજમાં અપાય છે અનાજ,
રીતિછે શુભ સહુ પ્રજાની થાય રૂડાં કાજ.
ધર્મ તણાં કાર્ય નગરમાંહી નીત્ય થાય,
પ્રજા ફરે સુખેથી અનીતિનો દે ન પાય.

(પોતાની જન્મતીથિ હોવાથી કંચનીને આગ્રા આણા કરે છે.)

**રતીસેના ને ચંદ્રસેન—રાગ કેરબો.**

તપો તપો અવિચળ ગાદી તારીરે,
રાજા તારીરે, રાજા તારીરે. તપો૦
ન્યાય નીતિથી રાજ કરો છો, રૈયત સુખી થાય,
ઈશ્વર રાખે કીર્ત્તિ અગાર, આશીશ દઈએ રાય. તપો૦
રાય દયાળુ આપ અતિ છો, વિદ્યા ગુણ ભંડાર,
ચડતી રાજા થાય તમારી, વદીએ તે નીરધાર. તપો૦
પુત્રો ઈશ્વર કુશળ રાખે, ખુશી કરો આ ઠામ,
કંચનીયોપર મેહેર કરીને, આપોને ઈનામ. તપો૦

(ઈનામ આપી વિદાય કરે છે.)

**લાલસિંહ— બનઝારા.**

કરો કાજ પ્રધાન વિચારી, છે દિન આ આનંદકારી,
આજ જન્મ તીથિ છે મારી, તે ખુશાલી છે અતિ સારી,
પુન્યદાન કરો મન ધારી, છે દિન આ આનંદકારી.
આપો વસ્તીમાં આજ ઈનામ, કેળવણીનાં જ્યાં છે ધામ,
તમે ખુશી કરો પ્રજા મારી, છે દિન આ આનંદકારી.
આજ ગરીબને આપો અન, આપો સાકર ખુશીનો દન,
ફરે હર્ષે પ્રજા પોકારી, છે દિન આ આનંદકારી.

(રાજાના હુકમ મુજબ પ્રધાન જાય છે, એટલામાં સૌમ્ય રૂપી આવે છે)

**રૂપી— રાગ એસખાહુરણનો, મારૂ તથા ગોડી.**

ધન્ય ધન્ય છે તુમને નૃપતિ, ધન્ય કનકાપુરીના ભૂપતિ. ટેક.

બારૂં સુણતાં હું કાને નામ, ભૂપ આવ્યો છઉ આ ઠામ.
રાજા અજર નથી તું સમાન, આપે છે સહુને અતિ દાન.
લાવ્યો ચીજ હું એક આ ઠાર, લઈ માગું તે દેને આવાર.
(રૂષી, રાયને કટાર આપે છે તે લઈ રાજા ખુશી થાય છે.)

**રાજા—(શિવધનુ કઠણુ કઠારરે માઈ—એ રાહ.)**

પાય પડું રૂષીરાય તમોને, પવિત્ર પધારીને કીધી અમોને.—ટેક.
ધન્ય દિવસ હું આજનો જાણું, આપ આવ્યેથી ખુશી હું પ્રમાણું. પાય.
મેહેર કરી રૂષીરાય તમોએ, વિચાર કરીને માગો જે જોયે. પાય.
માગો મુખેથી આપું હું આંહી, ડરશો નહીં તમે દીલમાં કાંહી. પાય.

**રૂષી—(ખુશ રહો સનમજા, એ રાગ)**

હે રાય કહે તું આપે છે શું મુજને,
ઉત્કંઠા મનમાં શી છે રાજા તુજને
ઈચ્છા છે મારા મનમાં ભુપતી આજ;
તેથી ધ્યાન દઈને કર તું મારૂં કાજ.
નૃપતિ તું વચન જો આપે મુંને ધારી,
હું જોઈએ માગું તેહ મન વિચારી.

**લાલસિંહ—(જફાવો સીતમકું. એ રાગ.)**

શાને શંકા લાવો રૂષીજી તમો, માગો મુખેથી તે આપું અમો.
આપું લક્ષ્મી જોયે તેની રૂષીરાય, ધારેલું જે મનમાં તે પુરણ થાય.
વચન શાનું લાવો કહો માહારાજ, વગર વચનેથી આપું હું આજ.
કદાપિ ભરોસો ન હોયે જરા, વચન હું આપું તે પાળું સદા.
બંધાયો વચનથી માગો રૂષીરાય, ખુશાલીમાં આપું ખુશી દીલ થાય.

રૂપી— (જફાવો સીતમકો એ રાહ.)

રાજા ખુશી હું તો થયો છું મન, મને માગવાને આપ્યું તેં વચન.
હવે રાય માગું ખુશી થઈ આજ, કશું નવ જોયે આપો મુને રાજ.
આપો રાજપાટ અને મેલ સુખ, તારૂં સત્ય હોયે તો ભાગ તું દુખ
નહીં દીલગીર થવું તારે રાય, વિચાર જે હોયે કહે મને આંય.

(રાજા તથા કચેરીનાં માણસો વિસ્મય થાય છે.)

લાલસિંહ— અનજારા.

રૂપીરાય દયા નવ ધારી, માગી રાજગાદી તમે મારી,
વચનોમાં બાંધ્યો આજે, ધાર્યું પુર્ણ થવાને કાજે,
તમે વાત આવી મન ધારી માગી રાજ૦
પણ વચનોમાં બંધાણો, તેથી ટેક મુકું નહીં જાણો,
તમે વાણી વચા ન વિચારી. માગી રાજ૦
રાજપાટ મુકાવ્યું મારૂં, મુખે માગી વચન અવિચાર્યું,
આવિ પ્રીત વાત વિચારી માગી રાજ૦
લો રાજ ગાદી તમે મારી, પાળું વચન પડયું નીરધારી;
આપું કૃષ્ણાર્પણ ચિત ધારી. માગી રાજ૦
મેહેલ સુખ સર્વે તમારૂં, હવે તેમાં નથી કંઈ મારૂં.
હું આંહી રહું ન વિચારી. માગી રાજ૦
તમે સુખે કરજો રાજ, પ્રજા પાળોને માહારાજ,
જાણી નથી છોડીને મારી. માગી રાજ૦

(રાજ કૃષ્ણાર્પણ કરી મેહેલે જાય છે.)

## પ્રવેશ ૨ જો.

### (સ્થળ-યશોમતીનું શયન ભૂવન)

**યશોમતિ**—દાસીને, (આશાજોડી.)

સ્વપ્નું આવ્યું દુખકારી, વાલી ચંદ્રાસ્વપ્નું આવ્યું દુખકારી,-ટેક
પ્રિય પતિ પાસેથી કોઇએ આવી, રાજ લીધું ન વિચારી.-વાલી૦
જાણે પતીથી વિખુટી થઇને, રઝળું છઉં નીરાધારી. વાલી૦
ખબર કાઢને તું ચંદ્રા દાસી, તર્ક થાયે ગને ભારી. વાલી૦

( દાસી જાય છે એટલામાં રાજા આવે છે )

**યશોમતિ**—[તું ન કુમસા જીયરવા—એ રાગ]

માન્ય શુકન થાયે, હો સ્વામી મારા. ટેક.
વીલંબ થયો છે આજ અતિશે, નેત્ર ફરકે છે આંગે,
હોય ગમે તેમ પ્યારા સ્વામી, પણ છે વીપ્રીત કાંગે,
સાચે સાચું મને કોને વાલા, વેહેમ મારો ઓલાગે.

(કચેરીનો બધો હેવાલ કહ્યા પછી)

### રાગ ગોપીચંદનો.

**લાલસિંહ**—સુણ પ્યારી મારી, જાઉં જંગલમાં રજા આપ તું.
**યશોમતિ**—નહીં સ્વામી મારા, આવું જંગલમાં આપની સાથ હું.
આપની સાથે આવું પ્યારા, જુદા કરૂં કેમ પ્રાણ,
સાથે લ્યોને સ્વામી મારા, કેમ વદો આ વાણરે. નહીં૦
**લાલસિંહ**—સત્યને કારણ જાઉં પ્યારી, ત્યાં નથી તારૂં કામ,
સુખેથી તું અહીયાં રહેને, દુખ પડે તે ઠામરે. સુણ૦
**યશોમતિ**—ભલે જંગલમાં દુખો પડશે, સહીશ હું પ્યારા નાથ;

રીતિ માહરી જાણો છો તો, પ્રાણપતિ સો સાથરે. નહીં૦

**લાલસિંહ**—વાઘ વરૂને ડર ત્યાં લાગે, બીશો નારી જાત,

અન ફળ ત્યાં કાંઈ મળે નવ, છોડી દે તું વાારે. સુણ૦

**રાણી**—કોટી વાતે નવ રહું આંહી, ત્યાં હું આવું સાથ,

અર્જ સ્વીકારો સ્વામી મારા, બીજી વદો માં વાતરે. નહીં૦

**(નારીનો અતિ આગ્રહ જોઈ નેને તથા પુત્રોને લઈ શાહેર બહાર જાય છે.)**

---

## પ્રવેશ ત્રીજો.

### સ્થળ—કનકાપુરીની ભાગોળ.

**પાત્ર.** લાલસિંહ તથા પ્રજાજનો.

**(રાગ મેવાડો-તારૂં ગોકુળ જોવા આવરે.)**

**લાલસિંહ**—મારી કનકાપૂરી નગરીરે, પ્રણામ છે તુંને.

હવે અહીંથી જાઊં વન હું, પ્રણામ છે તુંને. ટેક.

પ્રણામ છે રાજ ગાદીને, મુજ મેહેલને પ્રણામ,

પ્રણામ છે વાલા દેશને, મુજ સેહેરને પ્રણામરે. પ્રણામ.

પ્રણામ બગીચા બંગલા, ધન માલને પ્રણામ,

પ્રણામ છે આ પોશાકને, મમ મિત્રને છે પ્રણામરે. પ્રણામ.

પ્રણામ છે પીતા માતને, કુટુંબીયોને પ્રણામ,

પ્રણામ છે રૂપીરાયને, સહુ જનને છે પ્રણામરે. પ્રણામ.

(એટલામાં પ્રજા વીગરે શેહેરનું માણુસ આવે છે.)

**પ્રજા**— [ગોપીચંદનો રાહ.]

પ્યારા રાય હમારા, આવીશું જંગલમાં અમે સાથરે,

**રાજા**—નથી કામ તમારૂં, પ્યારી પ્રજાએ ન કરો વાતરે.—ટેક.

**નગરશેઠ**—વાલા રાજા સાથે આવું, નવ રહું કોડ ઊપાય,
શા માટે તમે રાજજ આપ્યું, દીલમાં દુઃખજ થાયરે—પ્યા૦

**કેશરચંદ**—કોપ ઓચિંતો આપે કર્યો આ, ઘટે નહીં તે રાય,
જંગલમાં શા માટે જાશો, તાપ મને દીલ થાયરે.—પ્યા૦

**લાલસિંહ**—સત પાળવા રાજજ આપ્યું, તેથી હું જાઊં વંન.
દીલગીર શેઠ તમે નવ થાશો, વાત વિચારો મનરે.—નથી૦

**સૈન્યાધિ**—રાજા હું છું સૈન્ય ઉપરી, બુરા થશે રે હાલ,
આપ જશો તો ઝુરી મરૂં હું, રાખ્યું છે અતિ વાલરે. પ્યા૦

**પ્રધાન**—પ્યારા મારા રાય તમે તો, કોપ કર્યો આ વાર,
અણઘટતું આ કામ કર્યું છે, આવ્યા કયમ આ ઠારરે. પ્યા૦

**વિદુશક**—આપ વિના કોણ ગમત લાવે, લાડ લડાવી રાય,
સંગે આવીશ નહીં રહેવાનો, દીલમાં દુખજ થાયરે. પ્યા૦

**રાજા**—વિદુશક મારા પ્યારા તું તો, નહીં કરે કલ્પાંત,
આંહી રહે તું સુખ ભોગવજે, રાખી મનને શાંતરે—નથી૦

**ચંદભાટ**—દુહા કવિતા બોલાવીને, દેતા આપ ઈનામ,
હવે અમારી કોણ ભાળ લે, તેથી રહો આ ઠામરે. પ્યા૦

**રાજા**—કરો નહીં કલ્પાંત નચીંત, આપો માં તમો દુઃખ,
કોઈ ઉપાયે હું નહીં આવું, જોવા નગરી મુખરે. નથી.
આજ્ઞા પાળો રૂપીની સહુ, પુરમાં જાઓ આપ,
ન્યાય આપશે રૂડી રીતે, છોડોને પરિતાપરે, નથી.

( પ્રજાને રજા આપી સહુ જાય છે. )

---

## પ્રવેશ ૪ થો.

**[ સ્થળ-કનકાપુરી પાસેનું એક વંન. ]**

(યશોગતિ, રાજસિંહ તથા વીજ્યાને તૃષા લાગવાથી પતિને કહે છે)

**[ જફાવો સિતમકું ]**

પ્યારા નાથ અકળાય છે આ બાળ, તેની તમે આવી લો સંભાળ
મુઝાતાં જોઇને બળે મારૂં મન, તેથી લાવી આપો પાણીને અન.
નથી પાણી તેથી કરે છે રૂદન, માટે વેગે લેવા જાઓને વંન.

( લાલસિંહ પાણીની શોધે જાય છે)

( વાર થવાથી યશોગતી બાળોને લઈ આગળ ચાલે છે )

---

## પ્રવેશ ૫ મો.

**( સ્થળ-આગલું જંગલ. )**

(લાલસિંહ પાણી લઈ આવેછે પણ કોઇને નહી દેખવાથી,)

**( કહો તો રાજા સાથે એ રાહ. )**

**લાલસિંહ—**

આવ્યો જળ લઈ ન ગળે નારી,
પુત્રો નથી પ્રભુ શી ગતી તારી. ટેક.
જંગલમાં રખડી જળ લાવ્યો,
કોઈ નથી હું થયો દુખ કારી. આવ્યો.
પ્રભુજી તમે શો કોપ કર્યો આ,
દયા લગારે ન દીલમાં ધારી. આવ્યો.
વીલંબ થયો છે સુજને ત્યાંહી,

તેથી ગઈ હશે પ્યારી મારી. આવ્યો.
( શોધતાં શોધતાં ઘણેજ દુર નીકળી જાય છે )

---

## પ્રવેશ ૬ ઠો.

**સ્થળ**—(એક અરણ્ય, યશોમતિ પુત્રો સહિત આવતી સ્વગત.)

### શિખરિણીવૃત.

કદી મારાં ભાળે, અસહ્ય દુખ આવાં નથિ ખમ્યાં,
તદાપી આજે આ, અતિશય ખમે છે કરમ ક્યાં.
અહો વીશ્વાધારી શરણ તુંજ આવી રહું સદા,
દુખો તેનાં ટાળી, ઈશ સુખી કરોને સરવદા.

(એક વડ નીચે સૌ નીંદ્રા લે છે યશોમતિ નીંદ્રા વશ છે તેને આવી રાજનગરીનો કપટસેન નામનો રાજા કપટથી પોતાને મેહેલ લઈ જાય છે ત્યાં યશોમતી વેહેમ આવવાથી જાગૃત થઈ વીચાર કરતાં).

### રાહ—ગુરૂ ગોવિંદના મહીનાનો.

પ્રભુ આ વખતે કરૂં કેમ અબળા નારીરે,
દુષ્ટ લાવ્યો ક્યાંથી મને અહીં દુખ દે ભારીરે.
મારૂં શિયળ કરવા ભંગ વાત વિચારેરે,
દયાનિધી પ્રભુ કરૂં કેમ બહુ દુઃખ આરેરે,
દ્રૌપદીની કરીને વાર ચીરો આપ્યાંરે,
રાખી અનેક સતિની લાજ દુખો કાપ્યાંરે,

હું અબળાની કરજો સાય પરમ કૃપાળુરે,
દુખ દરિએ ડુબી હું નાથ દીન દયાળુરે.

(એટલામાં કપટસેન આવી તેને કઠોર શબ્દો કહી તેનું પતિવ્રતપણું ભંગ કરવા વિચાર કરી પાસે આવે છે એટલામાં).

યશોમતિ— (રાગ ક્ષત્રી કલંકનો.

હે દુષ્ટ તું દે માં મને દુખ, શિયળ ભંગ નહીં કરરે.
મારે બતાવ માં તારૂં મુખ, શિયળ૦
દુષ્ટ વાત વિચારી ન મન. શિયળ૦
લાગ્યો મેહેલ બળે મુજ તન. શિયળ૦
પાપી કરમાં ખોટો તું વિચાર. શિયળ૦
બોલી વચન તું મારમાં માર. શિયળ૦
તારાં વચન સુણીને અપાર. શિયળ૦
અંગે ઝાળ ઉઠે નીરધાર. શિયળ૦
નળ નારી દમયંતિ સાર. શિયળ૦
હરિશ્ચંદ્રની તારામતિ નાર. શિયળ૦
કુંતા માતા સિતા સતિ નાર. શિયળ૦
સતિ સુલોચના તે નિરધાર, શિયળ૦
સતી દ્રૌપદી નારી જેહ. શિયળ૦
થઇ અમર પૃથ્વીમાં એહ. શિયળ૦
સોનરાણી શુદ્ધ સતિ નાર. શિયળ૦
પતી ઉગારવા નીકળી બાર. શિયળ૦
સતી રાણીક દેવી જે નાર, શિયળ૦

જેમાં સિધરાજ થયો ખુવાર. શિયળ૦
માટે મૃત્યુ આવે કદી પાસ. શિયળ૦
દુષ્ટ રાખીશ માં મારી આશ. શિયળ૦

(કપટસેન પસ્તાઈ જાય છે. યશોગતી ત્યાંથી લાગ જોઈ છટકી જાયછે.)

---

## પ્રવેશ ૭ મો.

### ( સ્થળ–એક વિકટ જંગલ. )

(ત્રણે બાળો સુતા છે બુમ પડવાથી બેઉ બાળકો નાસે છે પછી વીજયા નીંદ્રામાંથી ઉઠી જાગૃત થઈ કોઈને નહીં દેખવાથી.)

**( ઓધવજી સંદેશો–એ રાગ. )**

વનમાં મુકી માતા પીતા ક્યાં ગયાં,
બીક લાગે છે એકલી જંગલમાંય જો.
ભ્રાત ગાભરા તે પણ મુકી સૌ ગયાં,
દુખ મને તો દીલમાં અહીંયાં થાય જો.
કર્યાં હશે મેં પેલા ભવમાં પાપ તે,
આવીને નડીયાં, મુજને આ ઠારજો,
હેતેથી માતા મુજને સંભારશે,
નહીં ગણું હું ધરશે દુખ અપારજો.

(જાય છે)

# अंक ३ जो.

## પ્રવેશ ૧ લો.

### સ્થળ–ચંદ્રાવતી નગ્રી પાસેનું જંગલ.

(રાજસીંહ, તથા શુરસિંહ વાઘનું ટોળું મળવાથી
રાજસિંહ ગભરાય છે.)

શુરસિંહ— રાગ સોરઠ ત્રેતાલ.

પ્યારા નહીં ગભરા મુજ ભ્રાત સિંહ હઠાવશું રે,
સિંહ હઠાવી જાશું પ્યારા, અકળામાં તું બંધુ મારા,
ફરતાં નિશ્ચે પ્યારા મારા ફાવશું રે. પ્યારા૦
જુદાં થયાંછે માતા પીતા, મેળવશે તે જગનો ત્રાતા,
ધીરજ રાખો ભ્રાત સહુ નિહાળશું રે પ્યારા૦
દુખ પડે તો હિંમત ધારી, રેવું જોયે વખત વિચારી.
ખરા દયાળુ ઈશપરે ચિત્ત રાખશું રે. પ્યારા૦
પાંડુ કુમારને સહાય કરીને. સુખ આપ્યું છે દયા ધરીને,
દ્રૌપદી પુર્યાં ચીર નહી વીસારશું રે પ્યારા૦
સામી આ નગરીમાં જઈએ, કોઈ મનુષને ઘેરજ રહીએ.
ચાકરી કરીને પ્યારા દીન ગુજારશું રે. પ્યારા૦

(જાય છે.)

---

## પ્રવેશ ૨ જો.

(સ્થળ ચંદ્રાવતી નગ્રીમાં ખાતકીસેનનું ઘર, ત્યાં બને ભાઈ–

યો રહે છે ધાતકીસેન થોડા દીન વીત્યા બાદ આળ મુકેછે,)

( રાગ ક્ષત્રીકલંક. )

ધીક ધીક કર્યું બુરૂં તમે કાજ, અમુલ્ય હાર મારો ચોર્યોરે.

થયા નીમક હરામી આજ, અમુલ્ય૦
રાખ્યા ગરીબ જાણી મેં ઘેર, અમુલ્ય૦
દુષ્ટો બુરી કરૂં આંહી હું પેર. અમુલ્ય૦
તમે કર્યુંછે અઘટિત કર્મ, અમુલ્ય૦
પાપી નાવી શું જરાએ શર્મ. અમુલ્ય૦
ગમે તેમ કરી આપો મારો હાર, અમુલ્ય૦
નહી તો જાણો જે બુરૂં થશે સાર, અમુલ્ય૦

(બંને ભાઈ) રાગ ઉપરનો.

નથી લીધો અમે આપનો હાર, વિચારી વદો વાણ તમેરે.

કહીએ મુખ થકી તેહ આ હાર. વિચારી૦
થઈએ નીમક હરામી કેમ. વિચારી૦
રાખ્યા ઘેર તમે ધરી પ્રેમ. વિચારી૦
ખોટું આળ ચડાવો માં શીર, વિચારી૦
નવ ક્રોધ કરો ધરો ધીર. વિચારી૦
નહીં વદીએ જુઠું કોઈ દંન. વિચારી૦
કેમ આપનું થયું આવું મન. વિચારી૦
કાઢો ભાળ તમે શેઠ આજ, વિચારી૦
પ્રભુ રાખે અમારી લાજ. વિચારી૦

## પ્રવેશ ૩ જો.

(સ્થળ--એક રસ્તો).

લાલસિંહ-- શીખરિણી વૃત.

આહો સ્નેહી નારી, તુજ વિણુ અહીં હું દુખિ થયો.
વિયોગેશા તારા, મુજ મન બળે છે નથિ સયો,
અતી પ્યારી મારી, મમ દુખ સુણીને કર દયા.
મળો આવી વાલી, હરનિશ રહું છું ગઈ તું કયાં,

(જાય છે)

---

## પ્રવેશ ૪ થો.

(સ્થળ--એક બીહામણું જંગલ.)

વીજયા— દક્ષિણી રાહ.

કયાં હશે પીતા, મળશે માત કયારેરે, વાલા ભ્રાત, પ્યારી માત,
આવો તાત, દુઃખની વાત, કોને કેવી મારે રે. કયાં હશે૦
મુકી વનમાં, ગયા છે સહુ જ્યારેરે, કરૂં રૂદન, બળે છે મન,
દેખી વન, કંપે તન, દુખ બહુ ભારેરે. કયાં હશે૦
ચિત્તમાં અતિ, ભય મનેરે ભારેરે,
વાઘ ખાય, સિંહ ખાય, સાપ જાય, ભય ભરાય,
સહુ આવોને વારે રે. કયાં હશે પીતા૦

(જાય છે.)

---

# પ્રવેશ ૫ મો.

## ( સ્થળ-શંકરનું દેરૂં. )

**બ્રાહ્મણો—** **આશાગોડી.**

ઇશ વીના નથી કાંઇ, જગત માંહે ઈશ વિના નથી કાંઇ,
નામ પ્રભુનું એક ખરૂં છે, ખોટી છે બીજી સગાઈ. જગત૦
કાયા, માયાને જગત સહુ આ, મિથ્યા છે પ્રિય ભાઈ. જગત૦
શ્રેષ્ટ સરવમાં ભક્તિ પ્રભુની, બીજું બધું દુખદાઇ. જગત૦
માટે ભાઇઓ ઇશ ભજો સહુ, મોક્ષ ગતિ છે ત્યાંઇ. જગત૦

(સ્તુતિ કરી રહે છે એટલામાં લાલસિંહ આવે છે.)

**લાલસિંહ—** **બનઝારા.**

છે અકળ ગતિ વિભુ તારી, નહીં કામ આવે મતિ મારી,
રાય રંક કરે તું પલમાં, નથી ખાંમી કશી તુજ બળમાં,
રંક રાય કરે તું મોરારી, નહીં કામ આવે મતિ મારી.
નવ જંગલ હું રેહેનારો, પણ મેહેલમાં છું વસનારો,
આજે રહેવું તે સત્ય ધારી, નહીં કામ આવે મતિ મારી.
ક્યાં કનકાપુરી દેશ, હતાં મેહેલ સુખ નથી લેશ,
ચમત્કારી કૃતિ પ્રભુ તારી, નહીં કામ આવે મતિ મારી.
ક્યાં પુત્રો અને પ્રિયા મારી, સહુ મેળવોને દાસ ધારી;
જગ વ્યાપિક છો મોરારી, નહીં કામ આવે મતિ મારી.
ગુણ તારા ગણતાં ઈશ, નવ પાર પામું જુગદીશ.
નમું પાય પડી ત્રિપુરારી, નહીં કામ આવે મતિ મારી.

( પાસેના શેહેર તરફ જાય છે, )

## પ્રવેશ ૬ ઠો.

(સ્થળ-ચંદ્રાવતી નગરીમાં ઘાતકી સેનનું ઘર)

**રાજસિંહ** (કલ્યાણની ગજલ.)

માતપીતા તમે આવો આંહી, દુઃખી છે બાળ તમારાંરે ટેક.
દુષ્ટે અમપર આળજ નાંખ્યું, મન બળે અતિ અમારાંરે, મા.
વેગે આવોને ઉર અર્જ સુણીને, થયાં છો કેમ તમે ન્યારારે. મા.

**સૂરસિંહ** દેશની ખમાચ.

અકળામાં તું આ ઠાર, પ્રભુ આંહી કરે વાર દુઃખ ધર ન લગાર.
પ્યારા ભ્રાત આંહી, આછે કોપ અપાર પ્રભુનોજ ખરે. ટેક
પુર્યા દ્રૌપદી ચીર, દુષ્ટે જોયું ન શરીર, માટે ધર તું ધીર.
જશે આળ નકી, ગભરા માં મુજ વીર, વીભૂ મેહેર કરે. અ૦
કરો વિનતી આંહી, દુઃખી કરશે નહીં, આવે વારે થઈ;
છે દયાળુ પ્રભુ, કાઢે આળ આંહી, જાણી બાળ ખરે. અ૦

(એવામાં લાલસિંહ ત્યાંજ જઈ ચડેછે અરસ પરસ મળ્યા પછી એક બીજાની વાતથી માહિતગાર થાય છે પુત્રોને છુટા કરી પોતે લાલસિંહ ઘાતકીસેનના તાબામાં રહેછે.)

---

## પ્રવેશ સાતમો.

(સ્થળ-એક અરણ્ય).

**યશોમતિ--** (સહીયર દુખ શું દાખવું).

પ્રાણપતિ મુજ ક્યાં ગયા, શોધુંછું આ ઠાર,
દેખું નહીં ક્યાંઈ આપને, થાયે તાપ અપાર.

રઝળું છઊં બહુ દીનથી, આ વન મોઝાર.
કોઈ મળ્યાં નવ મુજને, હીણભાગી હું નાર,
પાપી કેરા પાસથી, છુટી આવી અહીં,
પુત્રો અને પ્યારા નાથ તે, કોઈ આંહી નહીં.
ઈશ ક્ષમા કરો દાશી, છું મેળવોને આવાર,
સામું દેખાય છે શેહેર આ, હું જાઊં તે દ્વાર.

(યશોમતી ચંદ્રાવતી નગ્રીમાં દાખલ થાય છે એટલામાં રાજાના માણસો તેને દોષીત ઠરાવી રાજા પાસે લઇ જાયછે.)

---

## પ્રવેશ આઠમો.

### (સ્થળ-ચંદ્રાવતીમાં આરોપસિંહનો દરબાર)

રાજા— (ક્ષત્રી કલંકનો રાગ.

ધીક ધીક નારી માર્યાં મારાં બાળ, આપું હું ફાંશી તુને હરે રે
તુંને દેખી પ્રગટે છે અતિ ઝાળ. આપું હું.
ધીક નારી તેં કર્યું આ બુરૂં કામ. આપું હું
તેથી મારૂં આ બધું છે સુનું ઠામ. આપું હું.
કુડ કપટ કર્યું તે દુષ્ટ નાર. આપું હું.
મુકું નહીં તુંને નિશ્ચે તું ધાર. આપું હું.
પુત્ર મારીને ઠરી છો ગુનેગાર, આપું હું.
ધીક ધીક હે કુકર્મી તું નાર. આપું હું.

---

## પ્રવેશ નવમો.

### સ્થળ-ચંદ્રાવતી પાસેનું અરણ્ય.

વીજયા-- (રાગ તકદીર હમારા)

રખડીને થાકી વનમાં, મળ્યાં નહીં કોઈ,
શોધુ છું તાત માત તે નથી અહીં કોઈ,
વીકટ વનમાં ભમીને શોધ હું કરૂં,
એકલી રખડી મરૂં જડે નહીં કોઈ,
આવું દેખી વન આ પડે છે મન ત્રાસ,
હાય હાય હું દુખી છું આવો અહીં કોઇ,
નથી આવી પાસ તે છે દિલાસો દુખમાં,
દેખાયે સામાં માણસો હશે નહી કોઈ,

(જાય છે.)

---

## પ્રવેશ દસમો.

### (સ્થળ-ચંદ્રાવતીને પાદર, ફાંશીનો દેખાવ)

(રાજાના હુકમ મુજબ યશોમતીને ફાંશી આપવાને ઘાતકીસેનને બોલાવા સિપાઇ જાય છે ઘાતકીસેન પોતાના તાબાના લાલસિંહને ફાંશી આપવા માટે મોકલે છે લાલસિંહ તાબામાં હોવાથી તથા સત્યને લીધે જાય છે માણસોનાં દેખતાં લાલસિંહ યશોમતીને ફાંશી નાંખવાની તૈયારી કરે છે.)

યશોમતિ--( રાગ સીતાજીના મહીનાનો. )

મને સહાય કરો દીનાનાથ દયાળુ દયા કરી,
આપે ફાંશી મને આ રાય નથી દોશ હું ભરી.
બાળ માર્યો નથી હે ઈશ્ર તોએ દુઃખમાં પડી,
આ પાપી કરે છે કોપ વાહારે આવો આ ઘડી,
પ્યારા લાલસિંહ પતિ આવો અહીંતો આજરે,
મરે આપની પ્યારી નાર રાખો આવી લાજરે,
પુત્રો પુત્રી આવો સહુ આંય મળે તમે માતને,
આવ્યો કાળ તેથી તો આજ થશે મુજ ઘાતને.

( એટલામાં લાલસિંહ તથા પુત્રો સહું યશોમતિને ઓળખે છે અરસપરસ વાતચિત્ત કર્યા બાદ એક બીજાની સરવે હકીકતથી વાકેફ કરે છે એટલામાં વીજયા પણ ત્યાં આવી પહોંચે છે લાલસિંહ તથા યશોમતિને અતિ હર્ષ થાય છે નગરીનાં માણુસો આવો દેખાવ જોઈ અતિશે આશ્ચર્ય પામે છે સહુ મળ્યા પછી લાલસિંહ સત્યને લીધે પાછો યશોમતિને ફાંશો નાખે છે એટલામાં અંતરિક્ષથી મહાદેવજી ઉતરી યશોમતિને બચાવે છે લાલસિંહ રાજા ઉપર ઘણુંજ ખુશી થઇ હતું તેથી વિશેષ સુખ આપે છે ત્યાર પછી મહાદેવજી અંતરધ્યાન થાય છે ઘણે દિવસે લાલસિંહ તથા તેના કુટુંબનો સ્વર્ગમાં વાસ થાય છે. )

---

## અંતર્લાપિકા.

સર્વ પાત્રો—( રાગ સોપાળી કલ્યાણુ. )

**आ** નંદથી અહીં, **शी**વજી એ બાં ગૃહિ;
**न**મુ સદા હું આપને, **र**ટી પ્રભુ અહી.
**द**યા લાવીને લાલસિંહપર, **च**ગન કરાવ્યા આંય,
**जी**ત્રાશા સહુ પુરણુ કીધી, **ना**રની કરી તે સહાય.
**न**વનિધ આપ્યાં સુખો તેં તો, **र**મ્ય રઘુપતિ આજ.
**र**ગાપતી તેં લજ્યા રાખી, **सि**દ્ધ કર્યાં સહુ કાજ.
**मे** રાખી પ્રભુ દીલમાં તારી, **हो** સહુ ચાલ્યાં વંન.
**रा**ખી સતિની લાજ વિભુ તેં, **र**ચતાં આનંદ મન.
**म** નથી ઇચ્છું કષ્ટો હરજ્યે, **वा**રવાર કહું ઈશ;
**जा**શી આણુંદજી ગુણ ગાયે, **स**દા નમાવી શીશ.



# અગાઉથી ગ્રાહક થઈ આશ્રય આપનાર સદ્‌ગ્રહસ્થોનાં મુબારક નામો.

## સિહોર.

૧૫ રા. રા. વકીલ દામજી મકનદાસ.
૧૦ રા. રા વકીલ જુકાભાઈ ગીગા
૫ રા. રા. સવાઈલાલ ત્રીભોવનદાસ કારકુન.
૫ રા. મેગણુ સુગાર વલી
૫ રા. મેગણુ અબદલા કાશમ.
૪ રા. છોટમલાલ ભવાનીશંકર ભટ.
૨ રા. જગજીવનદાસ ત્રીભોવનદાસ કારકુન
૨ રા. હરજીવનદાસ ઠાકોર કારકુન.
૨ રા. હરીવલભ હીરાચંદ કારકુન
૨ રા. મગનલાલ ત્રીકમજી સ્ટાંપવેન્ડર.
૨ રા. સોની આણંદજી કાળીદાસ
૨ રા. ખત્રી વનમાળીદાસ અભાજી.
૨ રા. મેતા પરમાણંદદાસ હરખજી.
૨ રા. આસ્તી પીતાંબરદાસ હરજીવન.
૨ રા. જોશી કલ્યાણરાય બા

## પુબાઈ.

૨ રા. મેતા અમૃતલાલ વિ૦ ગાંડા
૨ રા. આસ્તી હરગોવિંદદાસ જેરાજ.
૨ રા. જમનાદાસ પીતાંબરદાસ મુની.
૨ રા. ખત્રી દેવચંદ આણંદજી
૨ રા. અંબારામ કરશનજી દવે
૨ રા. પટેલ માધવજી લાલજી સરાફ.
૨ રા. હરજીવનદાસ સવજી કેન્ડીડેટ.
૨ રા. મેતા મુળજી જેકરશન.
૨ રા. વલભ જીવરાજ કારકુન.
૧ રા. મેતા છગનલાલ કરશનજી
૧ રા. શેઠ જીવરાજ મેનજી.
૧ રા. ગીરજાશંકર ગીગા કેન્ડીડેટ.
૧ રા. નૌતમરામ ઈચ્છારામ શીરસ્તેદાર.
૧ રા. વ્રજલાલ વિ૦ દામજી પારેખ.
૧ રા. આસ્તી પ્રભાશંકર કબાભાઈ.
૧ રા. વ્રજલાલ છગનલાલ ઈંગ્લીશ સ્કોલર.

૧ રા. મેતા મુળજી માધવજી ઈં-
ગ્લીછ સ્કોલર.
૧ રા. પટેલ લાભજી માધવજી ઈં-
ગ્લીશ સ્કોલર.
૧ રા. છગનલાલ વિ ધનજી
ભાઈ સ્ટેશન કલાર્ક.
૧ રા. જટાશંકર પરભુરામ જો
શી તાર માસ્તર.
૧ રા. મોજણીદાર છગનલાલ
ગંગાદત્ત.
૧ રા. દુલભજી જગંનાથ વેક
સીનેટર.
૧ રા. વૈદ જેઠાલાલ જયાશંકર
૧ રા. ચંદ્રશંકર ઊગીયાશંકર
૧ રા. ભટ મુળશંકર ઘેલાભાઈ
૧ રા. મેતા અમૃતલાલ કેશવજી
૧ રા. ત્રીભોવનદાસ ચાભજ
રાજકોટી.
૧ રા. ગીરધરલાલ નરભેરામ
૧ રા. બાળકૃષ્ણ મલારરાવ.
૧ રા. હરખચંદ વીઠલ.
૧ રા. ન્યાલચંદ મેહેરાજ.
૧ રા. બારોટ ફતેશંગ જેઠા
૧ રા. મેતા ગાવજી ગોવિંદજી
૧ રા. મુની દ્વારકાદાસ પી-
તાંબરદાસ.
૧ રા. શા. ગુલાબચંદ રાગજી.
૧ રા. મુની વનમાળીદાસ મુળજી
૧ રા. કલ્યાણજી કેશવજી. ઘો-
ળકીયા.

૧ રા. કેશવજી મુળજી.
૧ રા. શેઠ કુબેર શામજી મી-
ઠાઈવાળા.
૧ રા. ખુશાલ ભાઈચંદ સદર.
૧ રા. અમા જગાલ કંત્રાકટર
૧ રા. ત્રીભોવન ગાંગજી.
૧ રા. આણંદજી નરશુદાસ
ગાળી.
૧ પટેલ રગનાથ ભાણજી.
૧ રા. સીપાઈ સાલેભાઈ કેસર
૧ રા. રાજગોર દયારામ જેરામ
૧ રાજગોર જેઠાલાલ પ્રાગજી.
૧ રા. ગુલાબજી રઘુજી.
૧ રા. સીપાઈ આબુજી શાભાઈ
૧ રા. સીપાઈ જીજી હસન.
૧ રા. ખત્રી દીયાળ કલ્યાણ.
૧ રા. ત્રવાડી મુળશંકર ગૌરી
શંકર.
૧ રા. જોશી મગન નંદરામ.
૧ રા. મેમણ પીર મામદવલી.
૧ રા. મેમણ નુરમામદ કાશમ.
૧ રા. ખોજા કેશવજી રેમાન
(ઘોડાગાડીવાળા).
૧ ઘાંચી આલમાલ એમદ વૈદ
૧ મોચી દુદાદાના વીલાયતી
સામાન બનાવર.
૧ રા મોચી ભીખા લીલા
સદર.
૧ રા. મોચી ગાંડા માવજી.
૧ રા. ખત્રી લવજી જીવરાજ

૧ રા. ખત્રી દામજી નારણ
૧ રા. ખત્રી મીઠા જેઠા,
૧ રા. ખત્રી ગીરધર ડાયા.
૧ રા. શા. દલીચંદ માણેકચંદ
૧ રા. પારેખ ભગવાન કેશ
વજી કારકુન.
૧ રા. દવે કાશીરામ હરીશંકર
૧ રા. ખવાસ જેશંગ ગીગુ
ઉમેદવાર.
૧ રા. ગુલાબરાય ગીરધરભાઈ
૧ રા. વનમાળી દેશવજી દવે૦
૧ રા. મેતા ખુશાલદાસ વિ.
ત્રીકમજી.
૧ રા. જાની મણીશંકર હરી-
શંકર.
૧ રા. દવે જયાનંદ કુરજી.
૧ રા. મેમણ અમીવલી
૧ રા. બાળકૃષ્ણ કાળીદાસ મે
હેતા.
૧ રા. મેમણ આદમજી હાશમ
૧ રા. પંડયા સોમનાથ જુઠા.
૧ રા. કંસારા નરશીદાસ ઝવેર
૧ રા. કંસારા ન્યાલચંદ લવજી.
૧ શા તલકચંદ ગોબર.
૧ મેતા ગીરધરલાલ ત્રીકમજી
૧ રા. દીવાળી રણછોડ
૧ રા. ગળીયા રાજમાલ સાગદ
ઘોડાગાડીવાળા.
૧ મેતા છોટમલાલ પરમાનંદદાશ
૧ રા. માળી નારણ રતના.

૧ રા. પટેલ હરજી ગોબર.
૧ રા. શા. કેશવજી નારણ.
૧ રા. ખોજા જીવરાજ શવજી.
૧ રા. મેતા દુલભજી દામોદર
કારકુન.
૧ રા. નારણદાસ માધવજી શેઠ
૧ રા. રાઠોડ અરજણ ભવાન.
૧ રા. રણછોડદાસ ભાણજી પારેખ
૧ રા. શા. નરસીદાસ હરજીવન
૧ રા. મેતા હીરજી કથા દાળવાળ
૧ રા. મેમણ અબદલ કરીમ.
૧ રા. મેમણ સાઉ નથુ.
૧ રા. સીપાઈ મોતી માનજી.
૧ રા. ચુડીવાળા પીરભાઈ હસન.
૧ રા. લુવાર નથુ માધવજી કર
સારાનાં ઓજારો બનાવનાં-
૧ રા કંસારા ન્યાલ વાલજી.
૧ રા. ગળીયારા આદમજી અરબી
૧ રા. ભટ હરીલાલ શામજી
૧ રા. કંસારા છગનલાલ વનમાળી
૧ રા. મેમણ નુરમામદ અમીભાઈ
૧ રા ખત્રી માધવજી મનજી.
૧ રા. કાણકીયા દેવચંદ ભગવા
નદાસ.
૧ રા. છગનલાલ પ્રેમજી દવે.
૧ રા. સીપાઈ હીયાત સાભાઈ,
કારીગર.
૧ રા. તુલશીદાસ હરી.
૧ રા. મેહેતા મોતીલાલ નાનચંદ
૧ રા. અમૃતલાલ જીવન મેતા.

૧ રા. કંસારા ચકુ લખમીચંદ
૧ રા. સુખડીયા પ્રાગજી ખુશાલ શેઠ.
૧ રા સોની ફુલચંદ છગન.
૧ રા. ગેતા નાનજી નારાયણજી
૧ રા હાવાલાલ અંબાશંકર ભટ
૧ રા. કલ્યાણજી રામજી દરબારી સોની
૧ રા. પંડ્યા કરશનજી વીરેશ્વર
૧ રા. સોની લાલજી રામજી.
૧ રા. મેરાઈ માધવજી હાવા.
૧ રા. શંત્રવી જમનાદાસ નાનજી
૧ રા. વૃજલાલ રણછોડ મહેતા
૧ રા પરભુદાસ મનજી જગડ
૧ રા. રાજગોર રણછોડ પ્રાગજી
૧ રા. કેશવજી રામજી દરજી
૧ રા. બારોટ નવલશંગ જેશંગ.
૧ રા. ગાંધી અમૃતલાલ વલભદાસ.
૧ રા. પટેલ આણંદજી હરખજી મીસ્ત્રી.
૧ રા. વનમાળી આંડાભાઈ જોશી
૧ રા. વેણીરામ હરજીવનદાસ.
૧ રા. મણીયાર છગનલાલ દલુ
૧ રા. પંડ્યા ચત્રભુજ લાલજી ગાંધી.
૧ રા. વીશ્વનાથ વેલજી.
૧ રા. રતીલાલ છગનલાલ ગેતા
૧ મે. રંગીલદાસ ગોવિંદજી.
૧ રા. હરીવલભ જીવરાજ દોશી
૧ રા. ખત્રી નાગજી જુઠા મણીયાર.
૧ રા. રાજ્યગોર વાલજી કાશીરામ
૧ રા. તલકચંદ ખીમચંદ કંટરાકટર.
૧ વેરા ભોગીલાલ શામળદાસ
૧ રા. ત્રવાડી મણીશંકર ગૌરીશંકર.
૧ કંસારા મુળજી કાનજી.
૧ મુની કલ્યાણજી પીતાંબર.
૧ રા. દુલેરાય કરશનજી દોશી
૧ રા. દામજી વસ્તા.
૧ રા. મેગણુ તાલબ અમીભાઈ પોટોગ્રાફ તસ્વીર જડનાર.
૧ રા. આસ્તી ભાઈશંકર હરજીવન.
૧ વાળંદ વાલજી જીવન.
૧ રા. ગળીયારા કાળા વીરા.

**વોળા.**

૧ કાણકીયા વલભદાસ વીઠલદાસ ધોળાવીશી હવાલદાર

**લીલીયા.**

૨ રા. મગનલાલ રવજી મેહેતા કારકુન.
૨ મોહનલાલ પુંજાભાઈ કેન્ડીડેટ
૧ રા. બાળકૃષ્ન લાલજી કારકુન
૧ રા. ત્રીભોવન કલ્યાણજી. ,,
૧ રાજગોર દામજી જીવન ,,
૧ રા. પોપટ અમરશી મેહેતા ,,
૧ રા. ખંડુભાઈ દયાળજી દેસાઈ

૧ મહેતા ભવાન કડવા.
૧ મેતા વનમાળી મુળજી વાઘ-ણીયા મગણે લીલીયા.
૧ રા. પટેલ માવજી મુળજી વાઘણીયા.
૧ રા. પટેલ હરખજી દેવજી.
૧ રા. ઠકર તારાચંદ લાલજી ગોઢાવદર.
૧ રા. શેઠ માણેકચંદ જાદવજી
૧ રા. દવે મોહન આશારામ ચામોટી.
૧ રા. શંકરપ્રસાદ મયાસંકર દેસાઈ શીરસ્તેદાર,
૧ રા. પોપટ રામજી ત્રવાડી.
૧ રા. મહેતા નાગરચંદ અગરચંદ.

## મુંબાઇ.

૩ રા. ન્યાલચંદ હરજીવન પારેખ.
૨ રા. પરભુદાસ નાગજી મેહેતા
૧ રા. માધવદાસ ઠાકરશી.
૧ કાનજી ખટાઉ.
૧ કેશવ મહાદેવ કારકુન.
૧ મેહેતા પરમાણંદદાસ ગોરધનદાસ.
૧ રા. મેહેતા વેલજી જીવા ધોળકીયા.
૧ રા. શામજી ગાંડાભાઈ મેહેતા
૧ રા. ઠકર હરખજી પ્રેમજી.
૧ રા. જોશી છોટમલાલ પરધાન. ભાવનગર.
૧ રા. ખત્રી ત્રીભોવન ગોવિંદ વઢવાણ.
૧ રા. મણીશંકર મુળજી. વડોદરા.
૧ પંડયા રતનજી રૂપજી. મોલડી.

## મહુવા.

૧ રા. રા. જોશી દીવાળજી ત્રીકમજી,
૧ રા. રા. કલ્યાણજી કાળા.

## ધોરાજી.

૧ રા. રા. માધવજી નરશી મેહેતાજી.
૧ રા. મુળજી કરશનજી.

## ચમારડી.

૧ રા. મેહેતા રાઘવજી ફુલચંદ.
૧ રા. મેહેતા ચતુરભુજ વીઠલ
૧ રા. રઘુ ખોડા—નારી.
૧ રા. સોની મુળજી જેરામ રાણપુર.
૧ રા. મુળજીભાઈ દાદાભાઇ બારોટ, પાલીતાણા.

## ટંકારૂ.

૧ રા. ત્રીભોવનદાસ ખીમજી.

## સમાપ્ત.

# મારા પાસેથી નીચે લખી દવાઓ
# રોકડી કીંમતે મળશે.

ધી દવા—આ દવા કાળી તથા રાતી બનેને દુર કરે છે. ઘાપર લગાડવાથી ત્રણ દિવસમાં તુરત તેનો ગુણ માલુમ પડી આવે છે વળી ઘણા દીવસની જુની ધાધરને પણ મટાડે છે આજમાવેલી છે માટે વાપરી ખાત્રી કરો. જેઓ સાહેબોને મંગાવવા ખાહેશ હોય તેમણે રોકડી કિંમત મોકલી મંગાવી લેવી અગર વેલ્યુપેબલ પારસલથી પણ મોકલવામાં આવશે. કિંમત તોલા ૩ નો રૂપિઓ ફક્ત ૧

દીત ગુટીકા—આ દવા આનંદ કરાવનાર છે આ ગોળી પેટમાંનો દુખાવો, બદહજમી, અરૂચી મટાડનાર છે અગ્નિ પ્રદીપ્ત કરી ભુખ લગાડે છે અન્ન પાચક કરેછે ઝાડો સાફ લાવે છે કળતર મટાડેછે. સ્મૃતિ હુંશીઆરી લાવે છે આ ગોળી ઉત્તમ છે લેવા ઉત્સાહ રાખનાર સાહેબોએ મને લખી જણાવવું. કિંમત ગોળી ૬૪ નો ફક્ત એક રૂપિયો.

લી૦ સેવક.

**આણંદજી વિ૦ નરભેરામ જોશી.**

સિહોર મહાલચોકમાં.



# જાહેર ખબર.



આ ચોપડી-સીહોરમાં અમારા પાસેથી રોકડી કીમતે સસ્તી મળશે. અગર મનીઓર્ડરથી નાણાં મોકલી મગાવી લેવી. વેલ્યુપેબલ પારસલથી મગાવશે તોપણ મોકલવામાં આવશે. જથાબંધ મંગાવનાર સાહેબોને સારૂં કમિશન આપવામાં આવશે. માટે ખરીદવાને ઉત્સાહ રાખનાર સદ્ગૃહસ્થોએ નીચેને શીરનામે નાણાં મોકલી મંગાવી લેવી. બેરંગ પત્ર લેવામાં આવશે નહીં.

લી૦ નમ્ર સેવક.

**[illegible] વિ૦ નરભેરામ જોશી.**

ઠે. સીહોર—મકાનના ચોકમાં અમારે વકીલ દા

ભટ્ટ મકુનદાસની ઓફીસમાં.